શ્રી પાર્શ્વનાથાય નમઃ

શ્રી નૂતન.

# રતી-રમણ.

## નાટકનાં ગાયનો.

બનાવી પ્રસિદ્ધ કરનાર,

**શા. અમૃતલાલ છગનલાલ.**
**અમદાવાદ.**



**શ્રી જૈન વિદ્યાવિજય પ્રેસ—અમદાવાદ.**

સંવત ૧૯૬૪—સન ૧૯૦૮

કીંમત. રૂ. ૦—૨—૦

# શ્રી રતી—રમણ નાટકના પાત્રો.

## પુરૂષ વર્ગ.

| | |
|---|---|
| સત્યસીંહ... ... ... | ...સત્ય નગરનો રાજા. |
| પ્રમોદરાય... ... ... | ...પ્રધાન. |
| ચંદ્રરાય ... ... ... | ...પ્રધાન પુત્ર. |
| દુર્જનસીંહ ... ... | ...સેનાપતિ. |
| હર્ષદરાય ... ... ... | ...રાજ્ય અનુચર. |
| રમણ ... ... ... | ...હર્ષદનો પુત્ર. |
| ભ્રમણ ... ... ... | ...હર્ષદનો પાલક પુત્ર. |

## સ્ત્રી વર્ગ.

| | |
|---|---|
| રતી સુંદરી ... ... | ...પ્રધાન પુત્રી, રમણ પત્ની. |
| સુમતિ ... ... ... | ...દુર્જનસીંહની સ્ત્રી. |
| કમળા ... ... ... | ...દુર્જનની પુત્રી ભ્રમણની સ્ત્રી. |
| રામી ... ... ... | ...ખવાસણ. |

ગુરૂ—વિદ્યાર્થીઓ—દરબારીઓ વિગેરે.

શ્રી પાર્શ્વનાથાય નમઃ

શ્રી નૂતન.

# રતી-રમણ નાટકના ગાયનો.

## મંગલાચરણ.

બાળાઓ— ૧

શાંતી દે પ્રભુ જગપતિ,
વિનવણી વિભુ કરતી અતિ;
અર્પજે મુજ શુભ ગતિ. શાંતી.
ધારક વિશ્વ વિનાયક દાયક
શીવ સુખ સુખ કરતી મતિ શાંતી
જળ સ્થળ વ્યાપક વિભુ સુખદ તારૂં નામ
રટન રટું પ્રેમથી સદા મળે અચળ વિશ્રામ
છે તુજ અકળ ગતિ કલેશ હરતી શાંતી
ભીડભંજન જન મન રંજન વિભુ
ધારી મૂકિત વારી રતી અરતિ શાંતી
કુસુમાંજલિ અતિ પ્રેમથી સમર્પીએ તમ પાય
આનંદોદધિ તરંગમયી હૃદય અમ ઉભરાય

નેપથ્ય—રંગીલું રસભર્યું રસ રાજરે જોબન આવે
રસીલું પ્રેમ ભર્યું પ્રીતરાજરે જોબન આવે

બાળાઓ— ૨

દયા ધરી વિભુ કરો ઉદ્ધાર (૨)

ત્રીવિધ વ્યાધિ માર માર, તારો મને સંસાર પાર (૨)દયા.

સ્વારથમાં આ ડોલે સંસાર, કર ગ્રહી ભવસાયર તાર (૨)દયા.

શાંતિ જગજન દાતાર માગુ અમરપુરી અવતાર (૨) દયા.

રતી સુંદરી— ૩

રંગીલું રાસ ભર્યું રસરાજરે જોબન આવે
રસીલું પ્રેમ ભર્યું રસરાજરે જોબન આવે
હસી હસાવે નયન મીલાવે
ચિત્ત ચોરાવે રસરાજરે જોબન૦
પ્રેમ પઢાવે રતી રસ લાવે
શ્યામ ધરાવે ઊરરાજરે જોબન૦
પય ધરાવે ઊર ઊપજાવે
કંચુકીમાં આવે રસરાજરે જોબન૦

રમણ અને ભ્રમણ— ૪

સમય સાંજનો મિત્ર આછે ફરવાનો
કલાન્ત થયેલા મગજ સ્વસ્થ કરવાનો
મન તણી ચિન્તાને તું પરિહરવા
ચાલ વ્હેલો થાને સ્હેલ દરિયે કરવા
અતિ મંદ વાયુની લ્હેરો મન ગમતિ છે
જલનીધિ તણી જો સેરો ઝગ ઝગતિ છે

વળી તરંગો નીધિ તણાં ઉછળે છે
ફરવા આવે જે નર ધામે પ્રજળે છે
મુખ ઊંચું કરતાં રક્ત આકાશ દીસેછે
જો અગણિત તારા ચંદ્ર નભ વીષેછે
શીતલ શરદ શશી કર થકી શાંતી જામે
પ્રેમી જોડાં મનમાં પ્રમોદ પ્રેમે પામે

રતી-કમલા— ૫

સખી સૂઝે ન કાંઇ મન ઘેરાઇ ચેન પડે નહિરે
કેમ ગભરાઇ અતિ મુઝાઇ દે ઝટપટ કહીરે સખી.
ચંદ્ર કુમુદ વચ્ચે ઘણો અંતર તું વિચાર
પ્રીતિ પરસ્પર થકી હૃદય વિકસે અપાર
જા સખી તું જા જા વેગે તું જા ચાલ વ્હેલી તું થા બેન ધીરી તું થા

સુમતિ-.. ૬

પિયુ રંગીલા સાંભળો કાંઇ કહે તમારી નાર
સમજી મનમાં પિયુજી છોડો પરસ્ત્રીનો વિચાર પિયુ૦
રાવણ સરીખા રાજવીએ નહિ લીધો કાંઇ સાર
સીતા શ્રાપે લંકા રોળાણી રાવણની થઇ હાર પિયુ૦
પાંડવ નારી કબજે લીધો દુર્યોધન ગમાર
ગતિ કેવી થઇ પિયુ વિચારો મુઆ રણમાં ઠાર પિયુ૦
સર્વ શાસ્ત્રની શ્રુતિએ ભાખ્યું પરસ્ત્રી નર્કનું દ્વાર
માટે પિયુજી સમજી ધારો ગૃહસ્થી ધર્મનો સાર પિયુ૦

રમણ—　　　　　　　　૭

ચિત્ત વસી ગઈ ઉર હસી ગઈ મન ઠસી ગઈરે
ચિત્ત ચોરી કરી મુજ મનહરી જતી રહી પરીરે
સુંદરી નીરખું કયારે પરી
તે વિણ મને ગમે ન જરી
જીવ બેસે નહિ સ્થીર ઠરી　　　　ચિત્ત૦
આ બેઠી પેલા વૃક્ષની ડાળે
ધારી ધારી ઊંડી આંખે નિહાળે
આવ પ્યારી શીદ અંતર બાળે　　　ચિત્ત૦

રતીસુંદરી—　　　　　　　૮

વિનવણી વિભુ ઉરે ધરીને સાહ્ય કરો મને જગદાધાર
ભરજોબનના દરિયે ઘેરાઇ નાવિક નહિ મારો તારનાર
માળી વિણ્આરે–વેલી સુકાયે મનમાં ધારો
મન્મથ પીડે છે હત્યારો મારો લાવો સ્મર પીડ હરનાર વિ.
પ્રેમ પંખીણીરે પ્રેમ પિંજરમાં પડી નોધારી
નાજુક શુક વિણ દુખિયારી મેળવો મમજીવન આધાર વિ.

રતીસુંદરી　　　　　　　૯

વાહ સખી કેવો મનહર પ્યારો લાગે મનમાં મોહન સારો
સુખમયંક પુર્ણ નિહાળું સ્નેહ સહિત હું તેહને ભાળું વાહ.
શુદ્ધ સાન હું ભુલી બાગા અંતરથી વ્હાલા આવો રૂપાળા વા.
ચિત્તડું ચમકે દેખીને ન્યારા કેદી નિર્ગીશ પ્રીતમ પ્યારા વા.

દુર્જનસિંહ— ૧૦

અલબેલી મળે ક્યારે નાર
અલબેલો બનું ભરથાર
હાય રંગીલી–હાય છબીલી (૨) અલબેલી૦
ભામીની ભૂરકી લગાવી છે કામનો અવતાર
મન મારૂં તલપી રહ્યું છે જોવા સુંદર નાર હાય રંગીલી૦

દમંગુ— ૧૧

દાડમ કળી ખીલી રહી છે કમળ કેરી પાંખડી
જંઘા કદળી સમાન ભાલ ચંદ્રનું છે વાંકડી
ગોરૂં બદન છે ગાલ ગુલાબી ચાલતી ગજગામીની
પોયણી સરીખું પેટ દીસે પુંઠે ભમું હું ભામીની
નજર નાંખતી મૂજ પરે તું મુજથી જતી દૂરે
ચિત્ર તારૂં નયનમાં છે ચિતર્યું અરે આ ઊરે
ભ્રાન્તીમાં મન મુજ ભમતું અન્ધ થઇ સ્થીર ના ઠરૂં
વ્હાલી વિરહે શોક મનમાં તર્કે વિતર્કે કરૂં હું
સૃષ્ટી લીલા નિહાળું તોયે હર્ષ ઉપજે નામને
ગાંડો કર્યો ઘેલો કર્યો રસીલી તારા વિચારે મને
જનમાં ભમું વનમાં ભમું આત્મા ભમે છે તુજપહિ
ગાંડો થઇ ઘેલો થઇ શોધું તોયે જડતી નહિ.

રામી દુર્જન— ૧૨

આવોને રસીલા મારા પ્રાણ
વ્હાલી મારી સુંદરી સુજાણ આવોને૦

ચાણુા સરદાર, રહો દીલદાર, ચિત્ત હરનાર, જીવન આધાર
આવો મારા નાથ, કરૂં તારો સાથ,
ઝાલી તારો હાથ સુંદરી સંગાથ,
આવો પ્યારા રંગે રમો ચતુર સુજાણુ
આવો વ્હાલી રંગે મ્હાલી પીઓ પ્રીતિપાન આવો૦

રતીસુંદરી— ૧૩

ચિત્ત મારૂં પામે નહિ શાંતિ જરી નહિ સ્મરૂં પ્રીતમ નાથજી
વ્હાલા વેગે આવો અહિં બાળા અધીરી રહિ ગ્રહો પિયુ મમ હાથજી.
ભાનુ વિયોગે કમળની જેમ પાંખડી કરમાય છે
આશા કિનારે રાહ જોતી લલના આ સુકાય છે
પ્રેમે પિયુનું નામ સ્મરતી એકલી ઊભી અહીં
નયને અશ્રુ નીરખતાં વ્હાલમને જપતી રહી
વિયોગે ઝુરે બાળા નાથ આવો વ્હાલા કગરૂં હું નાથજી—

રતી-સાહેલીઓ— ૧૪

સુની સેજલડીમાં વિરહણી પામે નહિ વિરામે વિણુ જીવન આધાર
વિયોગે ઝુરતી એકીલી બાળા આવો વ્હાલા પ્રીતમને ઊચ્ચારતી
બાગ હૃદયનો આ રચ્યો વિધવિધ કુસુમ જાત
અલબેલા તન ભેટવા ઊભી રહું એકાન્ત
વાલમજી ન આવો કેમ રહું તમારે આધાર
પ્રેમ કિનારે પ્રીતમ તલસું જોવા તમ દેદાર

જળ વિણુ જેમ મીનની ગતિ
વસુંધરા મેઘ વિણુ તપતિ
બાવરી બાળા નાથને જપતિ
વલ્લભ વ્હાલાનું બાવરી બાળા નામ નિત્ય હૃદયમાં ધારતી
આશા કિનારે આ રહી વાલમ જોતી વાટ
સુના મ્હેલ આ માળીઆ વલ્લભ વિના છે ખાટ
આવો રસીલા વ્હેલા પ્રીતમજી પ્રાણ (૨)
આવો છબીલા છેલા ચતુર સુજાણ (૨)
બાળા એકીલી રહી આવો પ્રીતમ અહિ નાથ સતાવો નહિ—
માલતી મધુકર મોહન ચિતહર સ્નેહે હૃદયમાં ધારતી—

રતી-રમણ— ૧૫

આ કાચી કળીની માળા અરપણ વ્હાલમ વ્હાલા તમને
આ તનમન અરપણ તમને ના હેશો વિસારી અમને—આ.
મધુર પ્રીતિરસ અરપો વ્હાલમ તન વનના વનમાળી
બાળા ચાળા કરો ન ઠાલી પીઓ પ્રીતથી પ્રીત પ્યાલી—આ.
મનહર મોહન હરી લીધું છે વેગે આવો વ્હાલમ વેલા
ચતુર અતુર છો મનઘેલા નહિ જાવા હવે અલબેલા—આ.

રતી-રમણ— ૧૬

પિયુ પ્રીતિ પાન કરો મારા જાન (૨) છો રૂપાળા રાજ
તમે પાતળીઆ
વ્હાલી સુંદરી સુજાન આવો મારા પ્રાણ (૨) રહોને રસીલા
રાજ થામળીઆ

પ્રીત પ્યાલો લઈ હાથમાં પ્રેમે પ્રીતમ સંગ
વીરલા પીએ પ્રેમથી અજબ પ્રેમનો રંગ—પિયુ.
સરીતા સાગર મોહી રહે વિહગ ઊડે આકાશ
મેઘ અતિ ચાનક ચહે પંખીણી પંખીની આશ—પિયુ.

રતીરમણ— ૧૭

રસિક રસિયા ઉરે હુસિયા, મનઠસીયા નજાઓને
પિયુ પ્યારા થસો ન્યારા દીલહારા નજાઓને
ઘેલી તું નથા વ્હાલીદારા ઉરે ધરીને રજાદોને
રહો સંગે ન ઉમંગે રતિ રંગે રમાડોને
પ્યારી મારી વાણી સારી દીલધારી જવાદોને
અલબેલા રહો છેલા મન ઘેલા નજાઓને
વિરહ વેલી બાળા વેલી પ્રભુ બેલી નજાઓને-રસિક૰

~~~~~~~~~~~~

## અંક ૨ જો.

કમળા— ૧૮

લેજો અંતર વિચારી અબળાની અરજી
શરણે આવી ઉભી હું ત્રીકમજી ધરજી લેજો
ઘેર રહે ગહુ દુઃખ છે દુઃખ અતિ છે મ્હાર
અંતરથી ઊચરૂં વિભુ માર પ્રભુકે તાર
હરી પ્રાણુમું લાગી લાગી ત્રીકમજી ધરજી
માળી વેલ ઉછેરીને ધરે હર્ષ અપાર
કુવાડાનો કાયડો ગણે મૂર્ખ શરદાર
~~~~~~~~~~~~

२०४२



એવું જાણી વિભુજી અબળાની અરજી
કરગરતી બાળા મરણ શરણ સરજી લેજો

કમળા-ભ્રમણ— १૯

સાહ્યબા પ્રીતે સલુણી સ્વીકારો મધુરી માન રાખુંછું બો-
ल तमारो सा०
અજબ સુંદરી કનક પુતળી તુંછે નવોઢા નાર
રસીયા રસીકવર છો મુજ મનહર ચતુર શાણા
સરદાર—સા૦
સુંદીર સુરત નીરખું મોહન પામું હર્ષ અપાર
વાહ ચતુર પરી અજબ દેહ ધરી સકળ સૃષ્ટીનો સાર સા૦
નેત્રકમળ તુજ પ્રીતિથી ભરીયા જાણું મુજ જીવન
આ તનમન અરપણ નાથ તમોને છે મુજ મનમોહન સા૦

કમળા-ભ્રમણ— २०

આ કેવી આનંદ વારતા પામ્યો પરી વિદ્યુતલતા આ૦
ના કરૂં તારો અનાદર ભાલ તિલક સમાન
ઘટતે ઘટતી પ્રીત કરવી સમય યોગ્ય વિચારતાં આ૦
જાદુ ભર્યા વેણુથી લોભાણી હૈયે હોંષ ધરાવતાં
પ્રીત કરવી સ્હેલ પણ છે મુશ્કેલ નિભાવતાં આ૦
ગાત્ર અતિ સુકોમળ તારા સુંદર તન ચંદન
હાથ ગ્રહી હું સુંદરી તારો પામ્યો શશી સૌંદર્યતા આ૦

હર્ષદરાય— २१

ઉરે છવાયો આનંદ અતિ તનુજ પામ્યો મુજ પ્રખ્યાતિ
ભાગ્ય ફળ્યુ મમ કુળ દિપાવ્યું મ્હેર કરી પ્રભુ વિશ્વપતિ ઉર૦

ધન્ય ભાગ્ય માનું હું પુત્ર કેરા લીધી રૂડી બહુ સરસ્વતી ઉરે૦
વિધા વડે નીજ કીરતી પ્રસારી આશીષ થાઓ આયુષ્મતિ ઉ૦
રામી-દુર્જન— ૨૨
રંગીલા રસીલા તમે ચાવરે (૨)
મમ પ્રાણુથી પ્યારા રૂપાળારે અધિક વ્હાલા લાગો રૂપાળારે
વિનવે આપની દીલહારારે કબુલ કરૂં છું વેણુનારારે—
વૃથા કરે શા માટે ચાળારે સેદું પિયુ પ્રેમી લટકાળારે
લાલા ચાલો વ્હાલા ચાલો રંગે મ્હાલો પિયુ ચાલો
વ્હાલી મારી લાગે પ્યારી શોભે તારી કાન્તી સારી—
અધિક રૂપાળી નખરાંવાળીરે ચાલે લટક મટક લટકાળીરે—
પ્રધાન— ૨૩
ધન્યભાગ્ય માનું જેને પુત્ર અમુલ્ય રત્ન સાંપડે
અહોભાગ્ય સમજું મને ચંદ્ર સુગુણી પુત્રના વડે
અગણિત તારા નભમાં ચંદ્ર કરેછે મ્હાત
સુગુણી પુત્ર સહુઅમાં સંતાપે પિતુ માત—ધન્ય
ધન દોલત અધિકારમાં મૂર્ખ કરે બડાઇ
સદપુત્ર નીજ કુળની કીરતી કરે સવાઇ—ધન્ય
કમળા— ૨૪
નાથ નમેરા ન થાઓ પ્રીતમ નાથ નમેરા ન થાઓ
પ્રીત કરી રજા મેં દીધી, લગ્ન કરી મન દૂર કીધી
હાથે કરી પીડા વ્હોરી લીધી—પ્રીતમ
વિશ્વ વિષે પ્રીતમ મને વ્હાલો, નાથ આવી હવે હાથ ઝાલો
આવો ઝટ જીવતર નહી બાળો (૨)—પ્રીતમ

ગત દિવસ કઠણુ થઇ આવ્યા, અંતર ઊભરા ધૈર્યથી વાળ્યા
નયનાશ્રુ દુઃખી થઇ ઢાળ્યા—પ્રીતમ
કમળા— ૨૫
ગાવન કરોરે પ્યારા પ્રાણનાથ પધારી
આશા પુર્ણરે સફલ કરો તમે મારી—
જરી નથી ગમતુંરે પિયુ તમ વિના મને
શયનગૃહમાંરે આવો કરગરૂં તમને—
આ આવ્યો પ્યારીરે જોબનવંતી તું નારી
શશી કાન્તી તારીરે હરખ થયો મન ભારી
નિર્મળ મનનીરે લાગે તું દીલદારા
કોમળ વદનીરે હ્રદય સુકોમળ તારા
ધન્ય ધન્ય બાળઃરે માતપીતા તુજ જાણું
ઊરમાંહી ધારૂંરે પ્રભુ પ્રીતમ પ્રમાણું—પા
દરબારીઓ— ૨૬
ભાવે ભલી ભકિત કરીએ તમ ચરણે (૨)
પ્રેમ ધરી બીરાજ્યા રાજ સુધારી સ્વપર કાજ સમાજ
ઊરે દયા ધરા રાણા શાણા સુખકરણે—ભાવે
પુરજન પુત્રસમ પાળો સધન નિર્ધન નજરે ભાળો
ટાળો તપીત જનના તાપો કાપો તમ શરણે—ભાવે
અખંડ રાજ્યના ધણી ગુણવંતા દેશ વિદેશ બનો જયવંતા
ધાતા સકળ જ્ઞાનના પ્રભુ વિભુ પીડહરણે-ભાવે
આશીષ ઊર અમૃતની ધારી પુરજન ભાળો કરૂણાથી ભારી
વ્હાલા ભરતભૂમીનો કરો શુભ ઉદ્ધરણે-ભાવે
કંચનીઓ— ૨૭
રે સાસા નીના ધધ પપ મમગરેસા (૨)

ધમપધમપ ધમધપ મગાર સાસાનીની
સાસાનીની નીનીધધ ધધપપ પપમમ મપગરેસા ૨૭.
અદલ ન્યાય નિપુણ સહાય વિચારી કરો
રાંકડી પ્રજા તણાં સહુ સંકટો પરિહરો
વિજય ધારી છો ભયહારી ને સુખકારી કીર્તી પ્રસારી
ઉત્તમ કામે જનવિરામે સુજશ જામે રાજવી નામે.
સારેગ સારેગ ધમપ ધમપ (૨) સાસાનીનીસા
.નીનીધધસા ધધપપસા પપમમસા મમગગસા ગગરી·
રીસા.—૨૦

દરબારીએ— ૨૮

શ્રી શ્રીપતિ સ્મરણ કરીએ
ભવ ભય હરીએ તમ પદ સ્મરીએ. શ્રી૦
મંજારીના બાળ ઊગાર્યા દ્રૌપદીના કષ્ટ નિવાર્યા
વિભુભવ ભય હરીએ શ્રી૦
પ્રભુપદનું ધ્યાન ધરંતા પાપી પાપ મીટાયરે
ત્રીવિધ તાપ પ્રભુ ધરંતા ભવમાંહી સુખ પમાયરે
હરદમ સુધ્યાન ધરીએ શ્રી૦

ફુર્ફંદ— ૨૯

ઘડપણમાંહી દુઃખ દીધું બહુ ભારી
વખાણી ખીચડી દાંતે વળગી
પુત્ર નિવડયા દુરાચારી—ઘડપણ.
ભણતર ખોઉયું અરે વ્યભિચારીમાં
અંતે લાગ્યો મને ઘા કારી—ઘડપણ.
ડાળી બેસવાની તોડી મુરખે
કરી હરામી નીચ યારી—ઘડપણ

સ્તી— ૩૦

પંખીણી પંખી વિરહ પામી
માળો પડયો એકલો શુનોરે
નોધારી આ બાળા એકાકી રહી
જંખતી પુરો પ્રેમી ધુતોરે—પંખીણી.
હ્રદયપિંજરમાં મન ઘેરાયું
આશો માળો દુર રહ્યો મારોરે
વિરહસાગરમાં કાયાતણાઇ
કોણ બચાવનહારોરે—પંખીણી.

---

## અંક ૩ જો.

સુમતી— ૩૧

અખીલ સંસાર માંહી નહિ કોઇ દેખું સુખી જીવડો
તલપ તલપ જીવ કરી રહયો મુર્ખો
નહિ સમજે લગીર ગરિબડો—અખીલ.
આશા તૃષ્ણાએ ફરી ફરી થાકયો
તૃપ્તી ન પામે મુરખ હંસડો—અખીલ.
સ્વારથી સગું બધું નીરખું જગમાં
ન આવે સાથે ઉડી જાયે હંસ એકીલડો—અખીલ.

રતી— ૩૨

આજે મારા પ્રીતમને છોડાવા જાઊં
પ્રીતમ છોડાવી બચાવી ખુશી થાઊં—આજે.
રેસીડેન્સીમાં નોકર થાઊં
નોકરી સારી હાલ બજાઊં—આજે.
લ્હેરી લાલાથી રમું રસરંગે
પ્રીતમ સંગે રહું ઊમંગે

રમી આનંદે ખુશી બહુ થાશે
પ્રીતમ છોડાવી ખુશી બહુ થાશે—આજે.

દુર્જન—
૩૩

રે ભૂલ્યો જીવ ભમરા ભાન (૨)
નટ દોરીએ નાચ્યો થઈ નાદાન
નહિ પામ્યો તવ ભવ અવશાન—ભૂલ્યો.
માયા મસ્ત મદિરા કરી પાન
અજ્ઞાન પારણે ઝુલ્યો—જીવ.
કરી ગુલતાન ચુકયો શુદ્ધ જ્ઞાન
મનમાં બહુ તું ફૂલ્યો—જીવ.

કંચનીઓ—
૩૪

પસાની ધપમગરે પસા પસા (૨)
છુમ છનનન છનનન છુમ છુમ
તાકીડ કીડ ધા રીધારીધા પસા૦
છછી છુમ છછી છુમ છનનનનન (૨)
તાકીડ કીડકીડ ધા ધારીધ પસાની૦
દારેણુ દારેણુ દીમ તનનનનન (૨)
તોમ તથોમ કીડ ધારી ધારી ધ પસાની૦

દરબારીઓ—
૩૫

આનંદ ઘન આજ અપાર છવાયો (૨)
સમાજ સકળ હરખાયો આનંદ૦
રાજ મંડળમાં હરખ ન માયો
સુ જશ જગમાં નમાયો આનંદ૦
તનુજ નિજસુજ્ઞાન પઢાયો
નીરખી પુત્ર ઊર ઉભરાયો આનંદ૦